મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો. કૃત.

# બીજી ચોપડીના અર્થ.

### પાઠ ૧.

મેજ=ટેબલ

સુથાર=લાકડાનું કામ કરનાર

કડીઓ=ઈંટનું કામ કરનાર

મઘમઘે=ખુશબોથી બહેક બહેક થઇ રહે

પવન=વાયુ, વા

બાસ=સુગંધ, પીમળ

તળાવ=જેની ચારે બાજુ જમીન અને વચમાં પાણી હોય તે

પહાડ=મોટા ડુંગર

પાધર=ખુલ્લી જગા

ધર્મશાળા=મુસાફરોને વગર ભાડાની ઉતરવાની જગા

વટેમાર્ગુ=મુસાફર

ઓસરી=ઓટલી

અજવાળુ=સુરજ દીવા વગેરેનો પ્રકાશ

ઘોર=બીક લાગે તેવું

ઝગઝગે=પ્રકાશે

ઉજાસ=ઝાંખુ અજવાળું

સરજ્યા=બનાવ્યા

કળાતુ=સમજાતુ

પાડ=ઉપકાર

યાદ=ફીકર, સરત

ઉપકાર=પાડ, આભાર

ભક્તિ=ભજન

સાર—દરરોજ ઇશ્વરની ભક્તિ કરવી

### પાઠ ૨.

### કવિતાના અર્થ.

વર્ણન=હકીકત

ગવૈયા=ગાયન કરનાર

મધુર=મીઠું

પંખેરૂ=પક્ષી

ભ્રમર=ભમરો

મુલ્લાં=મુસલમાનનો નીમાજી; હોરાઓના ધર્મ ગુરૂ

તૂલ=ઉગેલા અનાજના છોડ

અંધકાર=અંધારૂ

મુજ=મારા

પંખી=પાંખવાળુ પ્રાણી, પક્ષી

વન=જંગલ

વહાણું વાયું=સવાર થઇ

વીતી ગઇ=પુરી થઇ

પૂર્વે=પૂર્વ દિશામાં

ઝગઝગાટ=ચળકાટ

ભાતભાતના=તરેહવાર

દીસે=જણાય, દેખાય

પાન=પાદડા, પાતરા

કુકડા=મરઘા

મેના=એક જાતનું સુંદર રાગનુ પક્ષી

ફુટડા=રૂપાળા, શોભિતા

તેજ=પ્રકાશ

ઝીણું=ઝાંખુ

મોડું ઝાણું થયું=દેખાતા બંધ થયા, સતાઇ ગયા
ખુણા=ગલી કુંચી, છુપી જગા
ખોળે=શોધે
ભક્તજનો=ભગતો
ધ્યાનધરે=આંખ મીચી પરમેશ્વરને જુએ
ગાન=ગાયન
દાતા=સખી, ઉદાર
દીયે=આપે

રૂડુ=સારૂં, ઘણું
બાંગ=બૂમ પાડીને નિમાજ પઢવી તે, નિમાજ પઢવાને માટે બૂમ પાડવી તે
તણો=નો
ઉદય થયો=ઉગ્યો
કમળ=કમળનું ફૂલ
પત્ર=પાંખડી
ખોલે=ઉઘાડે, ખીલે
ઉમ ગી=હોસિલા
ધાય=દોડે, ભીડે

ઢોર=ચોપગાં જાનવર; પશુ
ચારો=ખાવાનું
વેલી=વેલા
ધીમે ખીલે=ધીમે ધીમે ફૂટે
નહિ ભૂલ=વગર ચૂકે
તાજં=તરતના ખીલેલા
ટોળે=ટોળાબંધ
વીરા=ભાઇ
મગન=ખુશી
ફેરૂં=નુ
ધ્યાન=ચિત્ત, મન

## સવારની હકીકત.

**સમજુતી**-હે ! મારા વહાલા દીકરા તુ ઊઠ જગલમા પક્ષીઓ બોલે છે રાત પુરી થઇ ને સવાર પડી. પૂર્વ દિશામા સુરજ ઊગવાની તૈયારી થવાથી અજવાળુ થયુ તેથી જાત જાતના રગો દેખાય છે અને ઝાડના પાદડા હાલે છે માટે હે ! મારા વહાલા દીકરા તુ ઊઠ. જગલમા પક્ષીઓ બોલે છે (૧) મરઘા કુકરે કૂક કરે છે અને કાગડા કા કા કરે છે. શોભિતા મેના, પોપટ અને મોર મીઠા બોલ બોલે છે (ટેક ૨) સુરજના ઊગવાથી ચદમાનું અજવાળુ ઝાખું પડયુ અને, તારાનો પ્રકાશ દેખાતો બધ થયો, મતલબ કે તારા દેખાતા નથી તેથી ચોર લોકો ઝખવાઇ ગયા અને સંતાઇ જવાને માટે ગલીકુંચી શોધે છે ટેક ૩) ભગત ઇશ્વરનું ધ્યાન ધરે છે. અને ગવૈયાઓ

ગાયન ગાય છે. ઉદાર માણસો ઘણુ દાન આપે છે અને મુલ્લાંજી નિમાજ પઢવાને માટે બૂમ પાડે છે (ટેક ૪) સુરજ ઊગ્યો તેથી રાતનું અંધારૂ જતું રહ્યુ, ભમરો ગુ ગુ અવાજ કરી રહ્યો છે, અને કમળના ફૂલની પાખડીઓ ખીલે છે (ટેક ૫ જેમ જેમ સુરજનુ અજવાળું વધારે વધારે પડતુ જાય છે મતલબ કે જેમ જેમ દિવસ ચડતો જાય છે તેમ તેમ માણસો ધંધે વળગવાને હોસિલા થાય છે પક્ષીઓ આકાશમા દોડે છે, અને ઢોરો ચારો શોધે છે (ટેક ૬) ઝાડ, વેલા, ફળ, અને ફૂલ, ભૂલ વગર એટલે નિયમસર ખીલે છે, ઘણા પક્ષીઓ એકઠા થઇને તાજુ અનાજ ખાવાને માટે જાય છે (ટેક ૭) હે ભાઇ ! તુ ખુશી થઇને પરમેશ્વરનું નામ દઇને ગીઠ અને મન દઇને પાઠ વાચ એમ મા પોતાના છોકરાને કહે છે (ટેક ૮)

## પાઠ ૩.

વરસ=બાર મહીના
ઋતુ=મોસમ, રત
મહીનો=ત્રીસ દિવસ
કારતક=હિંદુ વરસનો પહેલો મહીનો
તહેવાર=આનંદનો દિવસ
શિયાળો=ટાઢની મોસમ
ઉડાડે છે=ચમાવે છે
ઉતરાણ=સંક્રાંત,સુરજનું ઉત્તર તરફ જવુ તે
રત=ઋતુ, મોસમ
હોળી=ફાગણ સુદ પુનેમ
સુદ=અજવાળીઉં, મહીનાનુ પહેલુ પખવાડીઉં
વદ=અંધારીઉં, મહીનાનુ બીજુ પખવાડીઉં
પખવાડીઉં=પંદર દિવસ
અમાસ=હિંદુ મહીનાનો છેલ્લો દિવસ, જે દિવસે ચંદ્ર બીલકુલ ઊગતો નથી તે દિવસ
વસ્ત્ર=લુગડાં
પંખા=વીંજણા
ચોમાસુ=વરસાદની ઋતુ
બળેવ=રાખડી બાંધવાનો દિવસ,શ્રાવણ સુદ ૧૫, જનોઇ પહેરવાનો
દશેરા=રાખડી છોડવાનો દિવસ, આસો સુદ ૧૦
દિવાળી=હિંદુ વરસના છેલ્લા મહીનાનો છેલ્લો દિવસ, આસો વદ અમાસ
પર્વ=તહેવાર

**સવાલ**—વરસની ઋતુ કેટલી ને તે કઇ કઇ? દરેક ઋતુ કેટલા મહીનાની અને તે મહીના કયા કયા? વરસના મહીના કેટલા? મહીનાના દિવસ કેટલા? પખવાડીઆ કેટલાં? અને તે કયા કયા? પખવાડીઆના દિવસ કેટલા? મહીનામા પુનેમ અને અમાસ કેટલી આવે? મહીનામા બીજી તિથિઓ કઇ કઇ આવે અને કેટલી વાર આવે? શિઆળો, ઉનાળો અને ચોમાસાને શેની મોસમ કહે છે? દરેક ઋતુમા કયા કયા તહેવાર આવે છે અને તે કઇ તિથિએ આવે છે?

### પાઠ ૪.

મેળો=ઘણા માણુસો અને ગાડી ઘોડા વગેરેની ઠઠ
ગોકુળઆઠમ=શ્રાવણ વદ આઠેમ, જન્માષ્ટમી
કડકડતા=અસ્સીવાળા
ભાઇબંધ=દોસ્તદાર
ઠઠ=ગીરદી, ભીડ
વખુટા=જુદા
દુકાન=માલ વેચવાનુ ઠેકાણુ
કંસારા=તાબા પિત્તળના વાસણ બનાવનાર અથવા વેચનારા
તાંબુ=લાલ રંગની ધાતુ
પિત્તળ=તાંબું અને જસતની મેળવણીથી બનેલી પીળા રંગની ધાતુ
સુખડીઆ=મિઠાઇ બનાવનાર
હાટ=દુકાન
કોપરાપાક=કોપરાનો બનાવેલો પાક
મિઠાઇ=બરફી, પેંડા વગેરે.
ખડકેલી=ગોઠવેલી
ખરાદી=સિંઘાડા ઉપર ઘાટ ઉતારનાર
સામાન=ચીજો, વસ્તુઓ
પલંગ=છત્રીવાળો કોચ
પારણુ=હીંડોળા જેવુ ઘોડીઉં
કોચ=બે બાજુએ તકીઆવાળો પલંગ
કાપડીઆ=કાપડ વેચનાર
સુતરાઉ=સુતરનું બનાવેલુ
ઊનનું=ઘેટાના વાળનું
રેશમી=રેશમનુ બનાવેલુ
શણુ=એક જાતનો છોડ એની છાલના દોરડા તથા કપડા બને છે.
સરૈયા=અત્તર, ગુલાબજળ, ફુલેલ વગેરે વેચનાર.
બહેકબહેક=મઘમઘ

લીલો મેવો=તાજાં પાકાં ફળ.
દ્રાક્ષ=દરાખ
ચોગાન=ખુલ્લું મેદાન
મદારી=ખેલ કરનાર
ખેલ=રમત.
સિપાઇ=ચોકીદાર
સવારો=ઘોડે બેસી ફરનાર સિપાઈ
ફુદડી=ચક્કર

**સવાલ**—ગોકળઆઠમના મેળામાં શું શું જોયું ?

### પાઠ ૫

નઠારી=ખરાબ
સોબત=સંગત
પટેલ=ગામનો ઉપરી
વાડી=ફૂલ ફળના ઝાડ છોડવાળી જગા
મઝા=ગમત
શોખી=પનરાજી
પારકા=પરાયા, બીજાના
માનો=કબુલ કરે
આખરે=અંતે, છેલ્લે
ઝાંપો=કાંટાનો દરવાજો
આઘે=દૂર
ખાસા=સારાં, મજાના
નિશાન=એંધાણ
તાકીને=ધારીને
લૂમ=ઝુમખો
તૂટી પડે=નીચે પડે
ઘાટ=ઇલાજ, ઉપાય
રાસ=દોરડું
ડગલેડગલા=ધણાજ
દોસ્ત=ભાઇબંધ
ફક્કડ=સારા
પછવાડે=પાછળથી
રખેવાળ=સાચવનાર
સજજડ=જોરથી
ઝપાટો=સપાટો
થડ=ઝાડનો વચલો ગોળ ભાગ
અથડાયું=અફળાયું
ચકરી=તમ્મર
ઘુંટાઇ=કચડાઇ
લોહીલોહાણ=લોહીથી ખરડાએલું
વાડીવાળો=વાડીનો માલીક
લપડાકો=તમાચા
જીવ લઇને નાઠો=ખૂબ દોડયો
ફરીને=પાછળ
ઢોલો=થાપડો
ફળ=ફાયદો, લાભ

**કવિતાના અર્થ.**

અસર=લાગણી
સંગ=સોબત, સંગત
રંગ=અસર, પાસ
પ્રેમ=પ્યાર, હેત
ઠામ=ઠેકાણું
ઠરશે=ઉભો રહેશે
બુરો=નઠારો, ખરાબ
મે'તા=મહેતાજી
ભાગ્યશાળી=નસીબદાર
વિદ્યા=ઇલમ, ભણતર, હુનર

## સોબત તેવી અસર.

**સમજુતી**-જેને જેવી સોબત તેને તેવીજ અસર થાય, જેમ જેવી સોબત તેવોજ પ્યાર તેનામાં આવે. (૧) જેને જેવી સોબત તેના જેવાજ તે કામ કરશે. જેને જેવી સોબત તેવીજ જગાએ તે જઇને ઉભો રહેશે (૨) સારી સોબતથી સારો થશે, નઠારી સોબતથી નઠારો થશે, સારા મહેતાજીની સોબતથી વિદ્યા ભણે અને નસીબવાન થાય મતલબ કે સારા ગુણવાળા મહેતાજીના હાથ નીચે કેળવાય તો નસીબવાન થાય (૩)

**સાર**—નઠારી સોબતથી તેની નઠારી અસર આપણાપર થાય છે માટે નઠારા માણુસની સોબત કરવી નહિ પણ સારા માણુસની કરવી.

**પાઠ ૬**

રખડેલ=રખડતો
ખાતા પીતા હતા=પૈસે ટકે સુખી હતા
વયે=ઉંમરે
પાર રહ્યોજ નહિ=ઘણો જ થયો
વધાઈ=વધામણી, ખુશખબર
ઓવારણા=દુખડા
કોઈ પગલુ=કોઇના તરફથી જે પગલું બાધવામા આવે છે તે
ભેટ=ઇનામ
લાડીલો=લાડમા ઉછરેલો લાડકવાયો
કુટેવ=નઠારી આદત, ખરાબ ટેવ
પોળ=મોટી ખડકી
અટકચાળા=અડપલા, કોઇને ખોટુ લાગે એવુ ક્યાં કરવું તે
લડાઇ=વઢવાડ
વઠી જશે=બગડી જશે
સીધુ ચાલવું=તોફાન મસ્તી ન કરવી
બહાને=નામે
ચૌટુ=બજાર
રઝળતો=રખડતો
ટોળુ=જથો
મસ્તી=તોફાન
લાતાલાતી=લાતબાજી
લાત=પાછલો પગ મારવો તે
ઉતરી ગયો=સાધામાથી ખસી ગયો
બે કડો તાણતો હતો=મોટે સાદે રાગ કાઢી

રડતો હતો
હાડવૈદ=ઉતરેલું હાડકું બરાબર બેસાડનાર વૈદ
લેપ=ખરડ
ઓસડ વેસડ=દવા ને તેના ઉપાય
વલે=દશા, ભુંડા હાલ
ખો=આદત, ખરાબ ટેવ
શિખામણ=ફાયદાની વાત, બોધ
સુધરી ગયો=કુટેવ છોડી દીધી

સાર—નિશાળનું નામ દઈ રસ્તામા રઝળવુ નહિ, અને નઠારી સોબત કરવી નહિ.

પાઠ ૭.

જક્કી=પોતાની મરજી પ્રમાણે ચાલનાર, જીદ્દી
વાછરડા=ગાયના બચ્ચાં
લવારા=બકરીના બચ્ચા
પાડા=ભેસના બચ્ચા
ગાડરા=ઘેટાના બચ્ચા
ચારો=ઘાસ
નીરતો=નાખતો
ખાધે=ખમે
ખેતર=અનાજ પાકે તે જગો
ઝોક=બકરા, ઘેટા રાખવાનો વાડો
છાયૈ=શીળે, છાયડે
વાંસળી=વાસની બનાવેલી વગાડવાની નળી
પાવો=પીસવો, સિસોટી
હુંફ=ગરમી, આશરો
જતન=રક્ષણ, સભાળ
ગ્વાળી=ઢોર ચરાવનાર
ઊચી ગઈ=ઊડી ગઈ, દૂધ દેતી બધ થઇ
જાળવતો=સાચવતો
વિઆય=જણે
ધણી=માલીક
સાચવણુ=સભાળ
તકરાર=વઢવાડ, રકઝક
શિકારી=શિકાર કરનાર
અજાણ્યું=ઓળખાણ વગરનુ
મોજ=મજા, આનંદ
અભાગીઉં=કમનસીબ

પાઠ ૮.

ગોધતો=પુરી રાખતો
ચેન=સુખ, મજા
બધીખાનું=કેદખાનુ
ચાદની=ચદ્રનુ અજવાળુ
ખેલવુ=રમવું
ઠરેલ=ડાહ્યો
નાદાન=સમજણ વગરનુ
સભાળ=બરદાસ
સપડાઇ પડશે=હેરાન થશે, પકડાશે
જક=જીદ, હઠ
લાગ=દાવ, તક
સટકી ગયુ=છાનુંમાનુ નાસી ગયુ.
ઠેકવા=કુદકા મારવા
પાદર=ગામના ઝાપા

બહારની જગા
વગડો=જંગલ
કોતર=ગુફા, બખોલ
તરાપ=કુદકો, ફાળ
બોડ=ગુફા; બખોલ
કમોતે=વગર મોતે

સાર—માબાપ મહેતાજી વગેરે કોઈ સારી શિખામણ આપે તે મુજબ ચાલવુ. હઠ કરવી નહિ.

પાઠ ૯.

રિસાળ=રિસાઇ જાય તેવો
સહેજ સહેજમા=જરા જરામા
રીસ=ગુસ્સો, મિજાજ
છેડો=પાર
ભાગ્યે=કદાચ
આડોશી પાડોશી=આસપાસના ઘરના રહેનાર
ભાઇભાંડુ=સગાવહાલા
જમણુ=જમવાનુ
ચીસ=બીકથી બૂમ પાડવી તે
ટેવ=આદત
નકામો=અમથો
ઢોંગ=ફેલ
વેદના=દુખ
મુદ્દલ=બીલકુલ,જરાપણ
પસ્તાયો=દીલગીર થયો
નડે છે=હેરાન કરે છે

સાર—જરા જરા વારમા રિસાઈ જવુ નહિ

પાઠ ૧૦.

જાળ=કરોળીઆનુ પડ, જાળું, ફાંદો
ફરી ફરીને=વારે વારે
વિષે=બાબત
વણ=વગર
તૂટેલે=તૂટી ગએલે
તાતણે=તારે
મહેનત શરૂ કરી=મહેનત કરવા માંડી
માટ=માટે
ફાવ્યો=પાર પડયો
ઘાટ=ઉપાય, રીત
ભીડયો=હોંસથી મંડયો રહ્યો
ધીરજ=સબુરી
નીરધાર=નક્કી
ખંત=ચેટક, કાળજી
યત્ન=મહેનત
ચગદાઈ=છુંદાઇ, દબાઇ
તળે=નીચે
મોત=મરણ
તજી=છોડી
અનંત=ઘણોજ
લાભ=ફાયદો
પામે=મળે

**ફરી ફરીને સારૂં કામ કરવા બાબત.**

**સમજુતી**-કરોળીઓ જાળ બનાવતાં ભોયપર પડી જાય છે.

ત્યારે ગભરાય છે અને વગર તૂટેલા આખા તાર ઉપર ચઢવાને માટે ફરીથી જાય છે. (૧) તેણે (કરોળીઆએ) તાર ઉપર ચઢવાને માટે મહેનત કરવા માંડી; પણ તરત તે નીચે પડયો અને ઉપર ચઢવાના કોઇ ઉપાયમાં ફાવ્યો નહિ. (૨ એવી રીતે પડતો અને ચઢતો ફરી ફરીને બે ત્રણ વાર મંડયો રહ્યો તોપણ તેમા ફાવ્યો નહિ ત્યારે ફરીને ચઢવાને તૈયાર થયો ૩) હિમત રાખીને ઉમગથી તે છઠ્ઠીવાર ચઢવાને મંડયો, તેણે ધીરજ રાખી તેથી તે નક્કી જાળામા જઇ પહોંચ્યો. (૪) જો કરોળીઆએ ફરી ફરીને કાળજીથી મહેનત નહિ કરી હોત તો પગ તળે છુદાઇને વગર મોતે મરી જાત (૫) એ પ્રમાણે કરોળીઆ પેઠે જો માણસો મનમા કાળજી રાખીને આળસ કાઢી નાખીને મહેનત કરે તો ઘણોજ ફાયદો મેળવે

સાર—સારૂ કામ ફરી ફરીને ઉમગથી કરવુ

**પાઠ ૧૧.**

ચકભિલ્લુ=એક જાતની રમત
કુચ્છ=કાછડો; કુચ્છો
ગઢ=કિલ્લો
સાથી=સોબતી
ભિલ્લુ=સાથી
વડો=મોટો
સરદાર=ઉપરી
ઘૂમી રહ્યા=આમથી તેમ ફરી રહ્યા
દાવ=લાગ
પેતરા=ડગલાં, પગલા
નજર ફેંકી=જોઇ
પૂર જોસથી=ઘણા જોરથી
ભૂલથાપ=ભુલાવો
શાબાશ=ધન્ય
દાવ=રમતનો વારો

સાર—શરીરની સાથે મન કેળવાય એવી રમતો રમવી.

**પાઠ ૧૨.**

દૃઢ મનવાળો=પાકા વિચારવાળો
ગેડીદડા=દડો અને તેને ફેંકવાની લાકડી
ડગલું=પગલુ
રંગ જામ્યો=મજા આવી
પછી તો ધૂળ=પછી કંઈ મજા પડવાની નથી.
વચન=બોલ
ખાતરી=ભરોસો

સુનુ=વસ્તી વગરનું
મોં ફેરવી=મોં ચઢાવી
પીડા=પંચાત, દુઃખ
મન ઉગવા દીધુ નહિ=મરજી મુજબ કર્યું નહિ

**પાઠ ૧૩.**

મધમાખી=મધ બનાવનારી માખી
કુટુંબ=વંશ, ઓલાદ
છછેડે=હરકત કરે
પીઠ=વાસો
ઘાટ=શરીરનો આકાર
સોહામણી=શોભિતી
ભપકાદાર=રોપવાળા
કોરીને=કાણા પાડીને
દુભવો=નારાજ કરો
નુકસાન=બગાડ
સ્વાદે=લહેજતથી
નવાઈ=અચરજ

**સાર**—કોઈનું ભલુ કરીએ તો આપણું ભલુ થાય, અને કોઈનું બુરૂ કરીએ તો આપણું બુરૂ થાય

**પાઠ ૧૪.**

મોસાળ=માના બાપનુ ઘર
આંખ ટાઢી થઈ=સંતોષ થયો
અંગેડી=પોક પાડવાની ભઠ્ઠી
ઉલટભેર=હોંસથી
વાંક=ગુનો, તકસીર
સાજુ=આખું
ઉતાવળ=ઝડપ
ઠેસ=ઠોકર

**સાર**—(૧) કોઈપણ કામ ઉતાવળથી કરવુ નહિ (૨) જેવું આપણું તેવુ સામાનુ સમજવુ

**પાઠ ૧૫.**

ઢીંગલી=નાની પુતળી
તક્તો=આરસો
ઝૂટ=એકદમ ઝડપ મારી લઈ લેવુ તે
સરી પડયો=લપસી ગયો
બરડ=ઝટ ભાગી જાય એવા
પછાડીએ=અફાળીએ
બે ચતાણુ=બે ચાખે ચી
કાયર=હેરાન
પજવે=દુઃખ દે
ફુટીબદામ=ખોટીબદામ, ઘણીજ નજીવી કિંમત
સહીઅરો=બેનપણીઓ
કટ્ટા=એક બીજાની સાથે બોલવુ કે રમવું નહિ તે
આપણુ=આપણે
સુખચેન=મઝા
શોક=દીલગીર
લાજ=આબરૂ
ઘટે=ઓછી થાય
નિંદે=ખોટુ ખોટુ બોલે
બળવંતા=જોરાવર
સદા=હંમેશા
લેશ=જરાપણ
ક્લેશ=કંકાસ
કોપ=કોઘ

૧૧૨૨૯



## હળીમળીને રહેવા વિષે.

**સમજુતી**-આપણે બંને જણુ ભાઇ અને બેન મળી સંપીને હળીમળીને રમીએ તો સુખ થાય અને મજા પડે, પણ જો લડીએ કે કજીઓ કરીએ તો ઘણી દીલગીરી થાય, આબરૂ ઓછી થાય, અને લોકો નઠારૂં બોલે (૧) હે જોરાવર બાપ પરમેશ્વર તુ અમને હમેશા સપ આપ, (હળીમળીને રહેવાની બુદ્ધિ આપ) જેથી કરીને કોઇ દિવસ જરાપણ કંકાસ થાય નહિ, ને અમારા દહાડા સુખમા જાય (૨) છોકરાં હળીમળીને રહેતા હોય અને કોઇ દિવસ કોઇ લડે કે રડે નહિ, તેઓ હળીમળીને રમે, જમે અને ગીતો ગાય; તો મા ઘણી ખુશી થાય (૩) **સાર**-ભાઇબેન સાથે સપસંપીને ચાલવુ

| પાઠ ૧૬. | ફેરવવા=બદલવા | ઘાલવાનો મંત્રનો કાગળ |
|---|---|---|
| રામચંદ્રજી=અયોધ્યામાં એ નામના રાજા થઇ ગયા તે, (લોકો તેમને પરમેશ્વરનો અવતાર માને છે) | ફાંફા=ખોટી મહેનત | માદળીઉં=તાવીજ |
| | ગણકાર્યું=માન્યુ | ધીર=ધીરજવાળા |
| | ડસકા=રડતા રડતા આચકા ખાવા તે | છાના=મુંગા |
| | | પ્રધાન=વજીર |
| | | દર્પણ=આરસી |
| | રોણુ=રડવાનુ તોફાન | દશરથ=રામચંદ્રજીના બાપ |
| ઇચ્છા=મરજી | ખીજવાયા=ગુસ્સે થયા | |
| ગભરાટ=ગભરામણ | ગોદ=ખોળો | મહારાજા=મોટા રાજા |
| છેવટે=આખરે | જંત્ર=માદળીઆમા | શ્રી=સારા, શોભાયમાન |

**સાર**—અક્કલ વાપરી યુક્તિથી કામ કરવું

| પાઠ ૧૭. | જોડું=ધણીધણિઆણી | પરવારી=નવરી થઇ |
|---|---|---|
| વગર વિચાર્યું=વિચાર વગરનું | કચરો=પુંજો=કચરો વગેરે | કથા=ઇશ્વર સંબંધી વાત |

મળતું=પેદાશ થતી
ગુજરાન=ગુજારો
છોકરાંછૈયાં=છોકરાં છોકરી
પેટે=પોતાને
ઓછું આવતું=દીલગીર થતી
પાપ=ખોટાં કામ
આધાર=આશરો, ભરોસો
સારૂ=ભલું, કલ્યાણ

આંગણું=બારણા આગળની જગ્યા
તરફડતું=તરફડીઆ મારતું
દયા=રહેમ, મહેર
ઉછેરીને=મોટું કરીને
જન્મ થયો=અવતર્યો
લોહીઆળું=લોહીવાળું
ગુસ્સો=રીસ
બેડું=ગાગર ને ઘડો
કકડા=ટુકડા

ભાગીતૂટી=સમજાય નહિ તેવી
બોલી=બોલ
મૂર્ખ=બેવકુફ
પાપી=ચંડાળ, દુષ્ટ
અભાગણી=કમનસીબ
પુત્ર=છોકરો
જીવ=પ્રાણ
વળે=કામ આવે
જાન=જીવ

## વગર વિચાર્યું ન કરવા બાબત.

**સમજુતી**-જે માણસ વિચાર કર્યાં વગર કામ કરે છે, તે પાછળથી દીલગીર થાય છે, જુઓ, એવા વગર વિચારના કામ કરવાથી ઘણાના જીવ જાય છે (મરી જાય છે) (૧) **સાર**—ઉતાવળથી વગર વિચારે કામ કરવું નહિ.

### પાઠ ૧૮.

સંદેશો=ખબર
ખોડગતો=લંગડાતો
દુખી=હેરાન
મદદ=આશરો
ફુંહાળું=મરમ

પરાળ=ભાતનું ઘાસ
છાપું=ચાલતા વખતની ખબરનો છાપેલો કાગળ
છાપખાનાવાળા=છાપખાનાનો માલીક
ગોઠવણ=બંદોબસ્ત

ગાર્ડ=સંભાળ રાખનાર
સરનામું=ઠેકાણું
સ્ટેશન=આગગાડી ઉભી રાખવાનું મુકરર ઠેકાણું
ખડખડાટ=અવાજ
સિસોટી=પીસવો

ડરતો=બીતો
પંપાળી=હાથ ફેરવી
ડર=બીક

નજીક=પાસે, સોડે
ઠરાવ=કરાર, થએલી વાત
ઝપાટાબંધ=દોડતો

ખબરદાર=હોશિયાર
આઠ કલાકમા ૧૪ મિનિટ બાકી=છાા વાગે

સાર—(૧) દુ:ખી પ્રાણીપર દયા રાખવી (૨) જનાવરોને કેળવવાથી તેઓ માણુસ જેવુ કામ કરી શકે છે

**પાઠ ૧૯**

રીતસર=નિયમસર
વારો=દાવ, વખત
તોફાની=મસ્તીખોર
ખસેડી=આઘો કરી

માથું મારી=હિંમત કરી
કોણી=હાથને વાળવાનો વચલો સાંધો
ઢીમણું=ઢીમું
છાતીવાળો=હિંમતવાન

ધરાયો=તરપત થયો
હડસેલી=ધક્કો મારી
વેગળા=દૂર
બઝાડી=વળગાડી
પેટભરી=જોઇએ તેટલા

સાર—૧) ગરીબ માણસને મદદ કરવી ૨) ઇશ્વરે આપણુને બળ આપ્યુ હોય તો તે ગરીબ માણસને મદદ કરવામા વાપરવુ

**પાઠ ૨૦.**

ખલીફા=મહમદ પેગંબરના વારસ
પાદશાહ=મુસલમાન રાજા
દરબાર=રાજકચેરી
દેખાવડો=રૂપાળો
સુબો=સુબેદાર, સરદાર
નીમણુક=ગોઠવણુ
હુકમ=આજ્ઞા
ખાસ=જુદો; ખાનગી

શાહજાદો=પાદશાહનો દીકરો
શાહજાદી=પાદશાહની દીકરી
ચીતરામણુ=ચિત્ર
તહેનાતમા=ખીજમતમા હજુરમા
છોકરવાદી=નાદાની
કારણુ=સબબ, મતલબ
નામદાર=પ્રખ્યાત; નામીચા

ફરમાવશો=હુકમ કરશો
સમજુતી=સમજણુ
મોએ ચઢેલો=વધારે ઓળખવાને લીધે બીક વગર બોલનાર
અરજ=વિનતી
ફરજંદો=બચ્ચા, છોકરાં
લાડ=વહાલ
અલ્લા=ખુદા, પરમેશ્વર
ગુનો=વાંક, તકસીર
માફ=ક્ષમા

દીલ=મન
દીલગીરી=નાખુશી
ઓહદા=હકુમત
નીમ્યો=નીમણુક કરી
કઠણ હૈયાનો=દયા વગરનો
રદ કરવુ=ફેરવી નાખવું
આરબ=અરબસ્તાનનો રહેવાસી.

સાર—માણસની રીતભાત ઉપરથી તેના ગુણની પરીક્ષા થાય છે.

પાઠ ૨૧.

આંધળા=જેને બે આંખે દેખાય નહિ તે
લંગડો=લુલો
ટેકારણીઆ=ખાડા ટેકરા
માળા=પક્ષીના ઘર
આસપાસ=આજુબાજુ
કોહલાં=ફાડી ખાનારાં જાનવર
વાઘ=ફાડી ખાનારૂં ચટા પટાવાળું જાનવર
વરૂ=[illegible] જેવુ ફાડી ખાનારૂ જાનવર
ખોખારો=અવાજ
આડે=અવળે
દુવા=આશિષ, આશીર્વાદ
ધોરી=મોટો, સરિયામ

સાર—એકબીજાને મદદ કરવી

પાઠ ૨૨.

પડછાયો=ઓળો
ભાગોળ=દરવાજો, દરવાજા પાસેનો બજાર
ભાગ=હિસ્સો
પાર=કિનારો
નદી=મીઠા પાણીનો રેલો પર્વત અથવા સરોવરમાંથી નીકળી ઢળતી જગામા થઇ બીજી નદી કે સમુદ્રને મળે છે તે
કુદકો=છલંગ
પૂલ=નદીપરથી જવાને બાંધેલો રસ્તો
થાક=વિસામો, આરામ
અદેખો=બીજાનુ સારૂ જોઇ બળે એવો
લોભી=લાલચુ
તરાપ=કુદકો, છલંગ
ખોળ=શોધ, તપાસ
પડાવી=ખુચવી, છીનવી
દાનત બગાડી=પડાવી લેવાની ઇચ્છા કરી
ગુમાવ્યુ=ખોયુ
તાકે=ધારે, વિચારે

સાર—લોભ કરવો નહિ.

પાઠ ૨૩.

ખરીદ કર્યું=વેચાતું લીધુ
સંદેહ=વહેમ, શક
હડકવા=કુતરા, કોહલા વગેરેને એક જાતનો રોગ થાય છે તે
દરકાર=પરવા
ડાવકું=ડાબુ
બચકું=ડખુ

| | | |
|---|---|---|
| ખામી=કસુર | દીધુ | ભરોસો=વિશ્વાસ |
| ખુલ્લું મૂકી દીધુ=છોડી | અભડાયો=અડકાયો | |

**સાર**—આપણી આંખે ખરૂં દેખાયા છતા બીજા પર ભરોસો રાખી ચાલવુ નહિ

| | | |
|---|---|---|
| **પાઠ ૨૪.** | વિના=વગર | ની વસ્તુ લઇ લેવી તે |
| લખોટા=મંજો | સજા=શિક્ષા | ચોર=છાની રીતે બીજા- |
| છાનોમાનો=ચુપચુપ | ભૂલીશ=વીસરીશ | ની વસ્તુ લેનાર |
| બગાડયું=ખરાબ કર્યું | ચોરી=છાની રીતે બીજા | |

**સાર—ચોરી કરવી નહિ.**

| | | |
|---|---|---|
| **પાઠ ૨૫.** | નિહાળ્યુ=જોયું | ભલા=દયાળુ |
| કુહાડી=લાકડા ફાડવાનુ હથિયાર | માહી=અંદર, મા | દેવી માતા=દેવી |
| | ડર્યો=બીધો | વદે=બોલે |
| ભાયડો=મરદ | ઝૂલતા ને સમાતા=પાણીમા આમ તેમ ડોલ્યા કરતા અને તેની અંદર સમાઇ જતા | માથું હલાવી=ડોકું ધુણાવી, ના કહી |
| શાણો=ડાહ્યો | | સંપત=દોલત |
| બહાદુર=જોરાવર | | મહેર=મહેરબાની, દયા |
| ઘાવ=ઘા | | જગનાથ=જગતનો ધણી, પરમેશ્વર |
| ભાળે=જુએ | | |
| નીર=પાણી, જળ | સુણી=સાંભળી | |
| તાહી=ત્યા | સાદ=અવાજ | |

## કુહાડી.

**સમજુતી**-નાનો છોકરો બાપની કુહાડી લઇ જોરાવર ડાહ્યા મરદ બન્યો, ને જે કંઇ ચીજ જુએ, તે ઘા મારીને કાપે, એમ રમતો ગામને પાદરે તળાવપર ગયો. (૧) ત્યા તળાવમાં માછલાંએ

જરા પાણી હલાવ્યુ. તેથી છોકરાએ પાણીની અંદર કઇક જોયું, તેથી છોકરો મનમા બીધો, અને કુહાડી પાણીમા પડી ગઇ, તે વખતે તે બહુ ઘાંટો પાડીને રડયો (૨) હમેશા પાણીમા આમ તેમ ડોલ્યા કરતા અને સમાઇ જતા એવા દયાળુ દેવી માતા છોકરાનો અવાજ સાભળીને (પાણી ઉપર આવ્યાં, દેવી બોલી કે આ રૂપાની કુહાડી લે પણ છોકરો કહે છે કે હે! માતા, મારી કુહાડી એવી નથી (૩) બીજી વખત સોનાની કુહાડી કાઢી લાવીને બતાવી, ત્યારે માથુ ધુણાવી ના કહીને છોકરો કહે છે કે એ પણ મારી નથી, મને તો મારી કુહાડી બહુ ગમે છે, માટે હે! દયાળુ માજી તમે પાણીમાથી મારી કુહાડી કાઢી આપો. (૪) દેવીએ કુહાડી કાઢી આપી અને છોકરા સાથે બોલ્યા છોકરાને કહ્યુ કે તને સુખ અને દોલત મળજો, ને પરમેશ્વરની મહેરબાની થજો. સાર–પારકી વસ્તુપર લોભાવુ નહિ

| પાઠ ૨૬. | ખુબસુરત=દેખાવડો | મુકામે=ઘેર |
|---|---|---|
| ભરપૂર=ભરેલો | હેત=પ્યાર | હૈયું ભરાઈ આવ્યુ= રડવું આવ્યું |
| પૈસેટકે ખાલી=ગરીબ, પૈસા વગરનો | દેશાવર=પરદેશ | |
| | કપરા=અઘરા, સખત | પંપાળતા=હાથ ફેરવતા |
| હાલત=દશા | લાચાર=નાચાર | બરદાસ=ચાકરી |
| ખુંટી ગયું=ઓછુ થયું | મૂત=હિંમત | પગવડે=ઓઝે, પાલવે |

સાર— દરેક માણસે પોતાના પાળેલા પ્રાણીપર ઘણોજ પ્યાર રાખવો અને જરાપણ દુખ દેવું નહિ.

| પાઠ ૨૭. | આખ=નજર | લજવ્યું=શરમાવ્યુ |
|---|---|---|
| ઝરો=પાણીનો વહેળો | નારાજ=નાખુશ | શરીર=દીલ |
| જરાવ=દેખાવ | બબડવું=મનમા બોલવુ | લલકારવુ=લલકારથી |

બોલવુ
ચમકી=ચોકી
પારધી=શિકારી
ફેડો=પૂંઠ
વટાવી=ઓળંગી
વખોડવુ=ધિક્કારવુ
મોહી પડયુ હતું=રાજી થયુ હતુ
ફસાવી દીધુ=દુ ખમા નાખ્યુ

**સાર**—કોઇપણ ચીજને વગર વિચારે વખોડવી કે વખાણવી નહિ

**પાઠ ૨૮.**

શિયાળ=શિયાળવા
શહેર=જેમા છાપ્પાંધ ને હારબંધ ઘરો હોય અને સારા સારા બજારો હોય તે
બચકા=ડાફા
રંગરેજ=રંગારો
જરદી=પીળો
પાસ=અસર
આંગણે=બારણે
કોઠ=પેઢી, લુહાર જે જગાએ બેસી ઘાટ ઘડે તે જગા
ભટ્ટી=મોટા ચુલો
ધગધગતા=ઘણાજ ઉના
નકલ=બીજાનું જોઇને કરવું તે, કોપી

**સાર**—કોઇની ખોટી નકલ કરવી નહિ

**પાઠ ૨૯.**

વરો=જમણવાર; ન્યાત
ઘી=તાવેલું માખણ
પીયર=બૈરીના બાપનુ ઘર
મણ=૪૦ શેર
ટાકણે=ટાણે, અવસરે
મેળાપ=મુલાકાત
ચડભડી=લડી
રડયુ ખડયુ=જવલ્લે
લેખવે=ગણે
મોઘે ભાવે=ઘણી કિંમતથી
ખપ=જરૂર
રંક=ગરીબ
ભારેખમ=ભારબોજવાળા
માન=આબરૂ, ઇજ્જત

**સાર**—ભારેખમ થઇ ખુણે બેસી રહીએ, તે કરતા બહાર પડી બધાના ઉપયોગમા આવવુ સારૂ છે, એમ કરવાથી વગર માગે માન મળે છે.

**પાઠ ૩૦.**

કુંવર=રાજાનો છોકરો
બાપકર્મી=બાપની કમાઇ ખાનાર
આપકર્મી=પોતાની કમાઇ ખાનાર
રાજપાટ=રાજગાદી
તીર્થ=પવિત્ર જગો
ધન=દોલત

ભાભી=ભાઇની વહુ
વતન=જન્મભૂમિ
ઓચીંતુ=એકદમ
તરાપ=છલંગ
ટેકાવી=ઠેકડો મરાવી
સેના=લશ્કર
ઉપરી=સરદાર
કિંમત=દામ
દાણુ=મીઠું, અનાજ

ફતેહ=જીત
પ્રાર્થના=માગણી
તડગધુમ=ડંકા વગાડતાં તેમાંથી નીકળતો અવાજ
ડંકા=લડાઇનું વાજીંત્ર, નોબત
નિશાન=ધજા, વાવટા
દુશ્મન=શત્રુ

ફોજ=લશ્કર, સેના
તક=દાવ
સરદારી=ઉપરીપણું
નાસભાગ=નાસાનાસ
કુંવરી=રાજાની છોકરી
બહાદુરી=હોશિયારી
વરમાળ=વરને કન્યા જે માળા પહેરાવે છે તે

સાર—જાતે પેદા કરી ખાવાની ઇચ્છા રાખવી

પાઠ ૩૧.

દેડકા=ચોપગુ પાણી તથા જમીનપર રહેનારા પ્રાણી
ઘાસચારો=ઘાસ વગેરે
લહેર=સપાટો

તડૂકતો તડૂકતો=લહેકાતી ચાલ ચાલતો
ખાબોચીઉં=પાણી ભરાયલો નાનો ખાડો
જીવ=પ્રાણ
ચઢાઉ=કોઇ વખાણ કરે તેમ ફૂલે એવી

ફુલાવી=મોટું કરી
બેટા=દીકરા
બોલ=શબ્દ
મમત=જીદ, હઠ
ગજા=શક્તિ
ઉપરાત=વધારે

સાર—ગજા ઉપરાત કામ કરે તો મરે, નહિ તો માંદો થાય, માટે ગજા ઉપરાત કામ કરવું નહિ.

પાઠ ૩૨.

ભિખારી=ભીખ માગનાર
તળાવડી=નાનું તળાવ
લપશી=ખસી, સરી
ધ્રુજતો=કાંપતો, થરથરતો

ખાદી=જાડું લુગડું, દોટી
વાત=વાગત
મલમલ=ઝીણું સુતરાઉ કપડું
બફારો=પસીનો
સાહુકાર=રૂપીઆ ધીરવાનો ધંધો કરનાર

જેમ તેમ=ગમે તેમ
બેદરકાર=બેપરવા, ગરજ વગરનો
કસ=કેં[illegible]
જાતે=પોતે

**સાર**—કપડા મેલાં પહેરવા નહિ, એટલુજ નહિ પણ તે ગમે તેમ પહેરવાં નહિ.

**પાઠ ૩૩.**

બ્રાહ્મણ=હિંદુની ઉંચી જાત
ભણેલ=અનુભવ મેળવેલા
સારો=લાયક
ધંધો રોજગાર=વેપાર વણજ
જડતો=સુઝતો, માલુમ પડતો
દેશાવર=પરદેશ
દોરીને=હાંકીને
ભી=મેરી
પગલા=પગનાં તળીઆનો આકાર
અંગુઠીઆ=પગને અંગુઠે પહેરવાનું ઘરેણુ
જોટવા=પગને અંગુઠે તથા તેની જોડેની આંગળીએ પહેરવાનુ રૂપાનું ઘરેણું
નિશાની=એંધાણી
વહેળો=નાની નદી
શેલો=ચીલા પત્થર
ધોબી=લુગડા ધોવાનો ધંધો કરનાર
ધોબણ=ધોબીની બાયડી
ગજમારગ=મોટો રસ્તો
ઢુંકડું=પાસે, નજીક
છેક નજીક=ઘણા પાસે
ખંતીલા=કાળજીવાળા
મેળવ્યા=પેદા કીધા

**સાર**–ધ્યાન રાખી જોવાની અને તે ઉપર વિચાર કરવાની ટેવ રાખવી

**પાઠ ૩૪.**

મહિમા=મોટાઈ
જગપતિ=જગતનો ધણી, પરમેશ્વર
જગ=દુનિયા
રચી=બનાવી
રચના=બનાવટ, ગોઠવણ
નવરંગી=તરેહ તરેહના રંગના
તરૂપાન=ઝાડના પાદડાં
પા'ડ=પહાડ
કરાડ=કરાડા, ગુફા
સિંધુ=દરીઓ, સમુદ્ર
સરિતા=નદી
ઘાટ=પહાડ ઉપર ચડવા ઉતરવાનો રસ્તો, ઓવારા
રળિઆમણી=શોભિતી
વાટ=રસ્તો
શીતળ=ઠંડા
સાર=સારી
સૂર્ય=સુરજ
વરસાદ=મેહ
ઝૂલતા=લટકતા
મધુર=કાનને સારૂં લાગે એવુ, મીઠું
નાદ=અવાજ, સાદ
કળા=તેજ, અજવાળુ
રંગ=શોભા
મેદાન=ખુલી લાંબી

| | | |
|---|---|---|
| પહોળી જગા, ચોગાન | ચાવણુ=ખાવાનુ, ખોરાક | શકાય નહિ |
| તરતા=પાણી ઉપર રહેતા | સાથ=સાથે | સરજી=પેદા કરી |
| મહીં=મા | કળા=હીકમત, યુક્તિ | સરજનહાર=પેદા કરનાર, |
| આખડી=આખ | કળી શકાય નહિ=સમજી | પરમેશ્વર |

## પરમેશ્વરની મોટાઇ.

**સમજુતી**-જગતના બનાવનાર પરમેશ્વરે આ દુનિયામા ઘણીજ સારી બનાવટ કરી છે તેણે આ દુનિયામા નાના મોટા એમ ઘણી જાતના જીવો બનાવ્યા છે (૧) તરેહવાર રગના ખીલતા ફૂલો, ગાયન ગાતા પક્ષીઓ, અને સારા રગવડે શોભતા ઝાડના પાદડા, તથા પક્ષીની પાખો તેણે બનાવ્યા છે (૨) પરમેશ્વરે મોટા મોટા પહાડો, નદી, પહાડમાથી જવા આવવાના રસ્તા, શહેર અને જગલના રસ્તા વગેરેની આવી શોભિતી બનાવટ બનાવી છે (૩) શિઆળામા ઠડો પવન સારી ઠંડક આપે છે અને ઉનાળામા સુરજનો તાપ નક્કી ઘણો પડે છે (૪) ચોમાસાની ઋતુમા વરસાદ વરસે છે, ઝાડો પર ફળો લટકતા દેખાય છે, અને મોરનો મીઠો અવાજ સભળાય છે (૫) અજવાળીઆમા ચદ્રનુ અજવાળુ આનદ આપે છે અને અધારીઆમા તારાના પ્રકાશનો રગ શોભિતો દેખાય છે (૬) રમવાને અને મોજ ભોગવવાને માટે મોટા મેદાનો બનાવ્યા છે, વળી પાણીમાના વેલા અને તેના પાદડા કેવા તરે છે! (૭) હે પરમેશ્વર, તે જોવાને માટે આખ આપી છે, સાભળવાને માટે કાન આપ્યા છે, અને બોલવાને માટે જીભ આપી એ સારૂ કર્યું છે (૮) વળી દાત આપ્યા તેની સાથે ખોરાક આપીને બહુ ઉપકાર કર્યો છે, હે! પેદા કરનાર પરમેશ્વર તેં જુક્તિ કરી છે તે સમજી શકાય તેમ નથી. (૯) **સાર**-પરમેશ્વરે માણસ જાતના સુખને માટે દુનિયામા બધી વસ્તુઓ

બનાવી છે, તેનો પાડ વાળવા દરરોજ તેની ભક્તિ કરવી.

| પાઠ ૩૫. | ધરી=પહેરી | ફુવારા=પાણી ઉચુ ઉરાડવા માટે બનાવેલો ઘાટ |
|---|---|---|
| વિશાળ=મોટા ડાળા પાખડા ખૂબ ફેલાએલો હોય એવો | સ્હોય=શોભે | |
| | કોયલ=કાળા રગનુ મધુર રાગનું પક્ષી | |
| છજેલ=ઢવાઇ રહેલી | કલોલ=મજા, ખુશી | નવરંગ=નવ તરેહના રગ |
| તંબુ=કપડાનું ઘર | તીતર=તીણા રાગનુ પક્ષી | અપાર=ઘણુંજ |
| તાડ=સૌથી ઉચું ઝાડ | વિશેષ=વધારે | |
| કેળ=કેળાનુ ઝાડ | બેશ=સરસ, સારી રીતે | મોર=આમાના ફૂલ |
| પલ્લવ=પાદડા | કેસુડો=ખાખરના ફૂલનો | કોર=બાજુ |
| વનસ્પતિ=ઝાડ, છોડ વેલા વગેરે | ઘોળીને=હલાવી હલાવીને મેળવીને | ચાંદની=ચંદ્રમાનુ અજવાળુ |

## પાનખર ઋતુ (વસંત ઋતુ)

**સમજુતી** મોટા વડના ઝાડ પર પથરાએલા વેલા તે જાણે તંબુ ઉભો કર્યો હોયની ! એવુ દેખાય છે તંબુપર જેમ ધજા, વાવટા ફરફરતા હોય તેમ, કેળ, નાળિએરી અને તાડના ઝાડ ધજા ને વાવટા જેવા જણાય છે (૧) ઝાડના પીળા અને પાકા પાદડા હોય તે ખરીને જમીનપર પડે છે, પછી ઝાડને નવા પાદડા આવે છે તેથી ઝાડ શોભિના દેખાય છે (૨) વસંત ઋતુમા જુના પાદડાં પાકા થવાથી ખરી પડે છે અને તેને બદલે નવા પાદડા ફૂટી નીકળે છે કોયલ મધુર શબ્દ બોલે છે, તીતર, કબુતર અને બીજા ઘણા પક્ષીઓ સારા રાગથી ગાય છે, અને સારી રીતે નાચે છે (૩) લોકો કેસુડાંના ફૂલનો કેસુડો રંગ ઘોળીને હોળી રમે છે,' એટલે રંગની એક બીજા પર પીચકારી મારે છે, બાગમાં ફુવારા ઉરાડે છે અને બજારો તથા ચોકમાં

પાણી છાંટે છે મનશ્ચ કે પાણીનો છટકાવ કરે છે. (૪) ભમરાઓ ગું ગું અવાજ કરે છે અને ઝાડો પર ઘણા તરેહવાર રંગો દેખાય છે, આંબા ઉપર મોર આવવાથી તે શોભે છે, અને ચોતરફ ચાંદની શોભી રહી છે (૫) માણસો લહેજતથી ખુશીથી શીખંડ ખાય છે અને ઠંડુ પાણી પીએ છે પશ્ચિમ અને દક્ષિણ તરફના પવનથી શરીર સુખી રહે છે (કારણ પશ્ચિમ અને દક્ષિણમા દરીઓ હોવાથી પવન ઠંડો આવે છે )

પાઠ ૩૬.

ટેકરો=નાનો ડુંગર
પડછાયો=ઓળો
ઓળો=પડછાયો
પીઠ=વાંસો
ઉગામણી=પૂર્વ
પશ્ચિમ=આથમણી, સુરજ જે દિશામા આથમે છે તે
ઉત્તર દિશા=પૂર્વ દિશા તરફ મો કરી ઉભા રહેતા જેણી ગમ ડાબો હાથ આવે તે
દક્ષિણ દિશા=પૂર્વ દિશા તરફ મો કરી ઉભા રહેતા જેણી તરફ જમણો હાથ આવે તે.
ધ્રુવનો તારો=ઉત્તર દિશામા આકાશમા જે તારો એકની એકજ જગાએ ઝીણો ઊગતો દેખાય છે તે

સવાલ—પૂર્વ અને પશ્ચિમ દિશા શી રીતે ઓળખવી? પડછાયો સુરજથી કઈ દિશામા હોય? લાંબામા લાંબો અને ટુંકામાં ટુંકો પડછાયો ક્યારે હોય? ઉત્તર દિશા શી રીતે જાણવી? દહાડે દિશાઓ શા ઉપરથી જાણી શકાય? રાત્રે દિશા શા ઉપરથી જાણી શકાય? સામાસામી દિશાઓ ગણાવો

પાઠ ૩૭.

બેસતુ વરસ=કારતક સુદ ૧
દાંડી=પખાની હાથમા પકડવાની લાકડી
માપ=ભરતર
મથાળે=ટોચે
ફુટ=બાર ઇંચ, અરધો ગજ
લંબાઈ=લાંબાપણુ
પહોળાઇ=પહોળાપણુ
ઇંચ=તસુ, સવાકા જેટલી જગા
મધ્યમા=વચમા
પગથીઉં=નાની ઓસરી
શેર=શુંવેરીઆ
કરા=ભીંત, દીવાલ

સવાલ—નકશામાં ઉત્તર દિશા કયાં હોય છે ? ઉત્તરની સામેની કઇ દિશા ? પૂર્વ ને પશ્ચિમ દિશા શી રીતે ઓળખવી ? નિશાળનો નકશો શી રીતે કાઢવો ?

| | | |
|---|---|---|
| **પાઠ ૩૮.** | નિશાન=એંધાણ | તે જગા |
| પોરી=સરિયામ | સમજ=સમજણ, ભાન | ગોચર=ગાયોને ચરવાની |
| આગગાડી=વરાળથી ચાલતી ગાડી | ખેતર=અનાજ પાકે છે | જમીન |

સવાલ—રસ્તો બતાવવાને બેવડી લીટી શા માટે દોરવી ? નદી કેણી તરફ વહે ?

| | | |
|---|---|---|
| **પાઠ ૩૯.** | જગામા | પાર=કાંઠો, કિનારો |
| વગડામાં=ઉજ્જડ જગામાં | ઢાળ=ઢોળાવ | પાળ=કોરણ |
| | દહેરૂં=દેવળ | ડાગર=ભાત |
| પોપડો=ઢોરને ચરવાની જગા, ચરો, બીડ | કાંઠે=કિનારે | મસ=ઘણુ |
| | ઓવારો=કાંઠાપરની બેડવા લાયક જગા | ઇશાન=ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેનો ખુણો |
| આંબાવાડી=આંબાનાઝાડ ઘણા હોય એવી વાડી | વહેળુ=રેલો | નજરે પડયા=દેખાયા |
| નિચાણમા=ઢળતી | ચાલાક=ચંચળ | સુગમ=સહેલુ |

સવાલ—પવન કઇ દિશા તરફ વાતો હતો તે શા ઉપરથી કહ્યું ? ટાઢો પવન લાગવાનુ કારણ શુ ? તળાવ કોને કહેવુ ? નદીને કેટલા કાંઠા હોય અને તે કયા કયા ? જમણો અને ડાબો કાંઠો શી રીતે જાણી શકાય ? નદી શા કામમાં આવે ? ખુણા કેટલા છે અને તે કયા કયા ? કઇ કઇ દિશાઓની વચ્ચે ખુણા હોય નહિ ?

| | | |
|---|---|---|
| **પાઠ ૪૦.** | ગમ્યુ=ગોઠયું | મકાન |
| વાળુ=રાતનું જમવાનું | ચોરો=સરકારી ઉતારાનું | મુખી=પટેલ, ગામનો |

ઉપરી
ગંધ=ખરાબ વાસ
બંદોબસ્ત=ગોઠવણ
હવાલદાર=પટેલના તાબાનો સિપાઈ
મામલતદાર=તાલુકાનો ઉપરી અમલદાર, પટેલ તલાટીનો ઉપરી
ભરણું=પટેલ તલાટીએ ખેડુત પાસેથી સરકારી માગના રૂપીઆ લઈ એકઠા કર્યા હોય તે
તલાટી=ગામની વસુલાત ઉઘરાવનાર
રાવણીઓ=વરતણીઓ
તાલુકો=ઘણા ગામ મળીને થએલો તે
તાલુકે=મુખ્ય કચેરીએ
હુંડી=રૂપીઆ મળવાનો કાગળ, મનીઓર્ડર
માસ્તર સાહેબ=પોસ્ટ માસ્તર
ટપાલી=કાગળ વહેંનાર
ગેરહાજર=હાજર નહિ તે
માંદો=બિમાર
દાક્તર=અંગ્રેજી દવા જાણનાર

**સવાલ**—ચોરો એટલે શુ ? મુખી, તલાટી, પોસ્ટ માસ્તર એ દરેકના કામ સમજાવો

**પાઠ ૪૧.**

સોનેરી=સોનાના રંગ જેવો, પીળો
અંગારા=સળગતા કોયલા
ચળકતો=ઝળકતો
દાતણપાણી=દાત સાફ કરવા તથા મોઢુ ધોવુ તે
ધંધો=રોજગાર, વેપાર
ખેડુત=ખેતીનુ કામ કરનાર
હળ=જમીન ખેડવાનુ ઓજાર
ઝાડીને=ઝપટીને
ખોરાક=ખાવાની ચીજો
તાજી=તરતની
લહેર=સપાટા
જન=માણસ
નમતો=આથમતો
ઘોઘાટ=અવાજ

**સવાલ**—સુરજ ઊગતા પહેલા પૂર્વ દિશામા વાદળ અને વાદળીની કોરો કેવી જણાય છે ? અજવાળુ શેમાથી આવે છે ! સવાર થઈ શાથી જણાય છે ? સવારમા માણસ, પશુ, પક્ષી શું કરે છે ? છોકરાઓએ પાઠ કયારે કરવો જોઈએ ? સાજ પડી કયારે કહેવાય ? સુરજ ઊગતા પહેલા અને આથમ્યા પછી થોડું અજવાળું રહે છે તેને શું કહે છે ? ( જ ઝળઝળીઉં ) સાજના દેખાવની વાત કહો

### પાઠ ૪૨.

વાતો=ફુંકાતો
જોરથી=ઝડપથી
ઠરી જાય છે=ઠંડી પડી જાય છે
ટિકિટ=દાખલ થવાની ચિઠ્ઠી
ગુંગળાઇ=મુંઝાઈ
ઝપાટો=સપાટો
તોફાન=પવનનું બહુ જોરથી વાવું તે
ઉથલી=ગબડી, ફેરવાઈ
મૂળમાંથી=જડમાંથી
ભરવાડ=ઘેટાં બકરાં ચરાવનાર
ઘસડી=ખેંચી
ધાન્ય=અનાજ
વહાણો=મોટી હોડીઓ
અકળામણ=ગભરામણ
વાદળાં=વરાળનો જથ્થો

**સવાલ**—હવા ક્યાં ક્યાં હોય છે? બધેજ હવા છે એ સાબિત કરી બતાવો. હવાની જરૂર કોને કોને છે? હવા ન હોય તો શું થાય? પવન એટલે શું? હવા ને પવનમાં શો ફેર છે? પવનનું તોફાન ક્યારે થાય? પવનથી થતા ફાયદા ગેરફાયદા ગણાવો.

**સાર**—આપણે હવા વગર જીવી શકીએ નહિ, માટે દયાળુ પરમેશ્વરે તે બધે ઠેકાણે ભરી રાખી છે.

### પાઠ ૪૩.

કકડા=ટુકડા
દુઃખ=વીટ મણા
ચુરો=ભુકો
કણ=રજકણ
છુટા=જુદા
અક્ષરો=હરફો, દસ્કતો
પીગળતો=રસ થતો
નિર્દય=દયા વગરનો
કઠણ=સખત
ગાગડો=ગઠ્ઠો
ઝાંખો=ચળકાટ વગરનો
કોલ=કેલ
કહેણી=કહેતી, કહેવત
જન્મ=મેદાસ
દરીઓ=સાગર, સમુદ્ર
તળીઉં=નીચેનો ભાગ
જંતુ=ઝીણાં જીવડાં
વેહ=છિદ્ર, કાણાં
થર=પડ
ચાયવો=જમીન ખોદવાનું ઓજાર, તીકમ
હકીકત=વાત

**સવાલ**—ચાકનો કેમ સહેલાઇથી ભુકો થઈ શકે છે? ચાક પોચો છે તેથી શા શા ઉપયોગમાં આવે છે? ચાકને ભઠ્ઠીમાં નાખે તો શું બને છે? ચુનો શું કામમાં આવે? ચાક પાણીમાં ઓગળે કે

